

॥ श्री आदिजिनाय नम ॥

॥ पंडितश्री उत्तमविजयजी कृत ॥

# ॥ श्री सिद्धाचलजीनी सिद्धवेल ॥



પ્રાચીન લેખી પ્રત

ઉપરથી

યથામતિ સંશોધન કરી

છપાવનાર અને પ્રસિધ્ધ કરનાર

**કાલીદાસ વનમાલીદાસ માસ્તર.**

હુમ નામદાર શેઠજી સાહેબ મનસુખભાઇ ભગુભાઇની

જૈન સ્કુલોના માજી હેડ માસ્તર

અને હાલમા

તેઓશ્રીના મરહુમ માતુશ્રી પ્રધાનબાઇ

જૈન કન્યાશાળાના સુપરવાઇઝર.

શેઠજી સાહેબ જમનાભાઈ ભગુભાઈના બંગલે

શાહીબાગ અમદાવાદ



સને ૧૯૨૩ પ્રત ૧૦૦૦ વીર સં૦ ૨૪૪૯

સં ૧૯૭૯ અમુલ્ય.



# પ્રસ્તાવના,

આ સિધ્ધાચલની સિધ્ધવેલની જુની લેખી પ્રત શ્રીપેથાપુરના વિમલગચ્છના મુખ્ય અગેવાન મરહુમ મહેતા હાથીભાઇ ઝવેરચંદના ખાનગી જ્ઞાન ભંડરમાથી મને મલેલી તે અપ્રસિદ્ધ હોવાથી તેમજ તેમા વર્ણવેલા અપુર્વભાવથી આકર્ષાઇને તે પ્રસિદ્ધિમા મુકવાની તેઓની સમ્મતિથી મારી ઇચ્છા થયેલી, પરન્તુ કેટલીકઅડચણોને લઇને તેઓની હયાતીમા મારાથી બહાર પાડવાનુ બનીશકેલુ નહી,

હાલમા અવકાશ મલવાથી તે પ્રતને સશોધન કરી સુભાગે તેને છપાવી પ્રસિદ્ધ કરવાનો રૂડો અવસર મને પ્રાપ્ત થયો [redacted] મારા અન્તકરણમા હુ ઘણોજ આનન્દ માનુ છુ

આ સિદ્ધવેલના કર્તા પંડિતશ્રી ઉત્તમવિજયજી મહારાજ છે કે જેઓ શ્રી વિજયપ્રભસૂરીશ્વરજીના પાટપરમ્પરામા થયા છે તેઓ શ્રી પેથાપુરમા ચોમાસુ રહી સં ૧૮૮૫ ના કારતક સુ- પુનમના રૂડા દિવસે આ સિદ્ધવેલ બનાવ્યાનો ઉલ્લેખ છેલ્લી તેરમી ઢાલમા વિસ્તારથી પોતેજ કર્યો છે એટલે તે વિષે વિશેષ લખવાનું કઇ નહેતુ નથી પરન્તુ એટલુ તો મારે નિવેદન કરવુ જોઇએ કે જેવી રીતે પં૦ શ્રી વીરવિજયજી મહારાજે શ્રીશત્રુંજય મહિમાગર્ભિત નવાણુ પ્રકારની પૂજા શ્રીપાલીતાણામા સં ૧૮૮૪ ના ચૈત્ર સુદ પૂર્ણિમાના પવિત્ર દિવસ બનાવી ગિરિરાજની દ્રવ્યભવથી ભક્તિ કરી અનન્ત કર્મની નિર્જરા કરી છે તેજ પ્રમાણે આ પંડિત મહારાજશ્રીએ પણ પેથાપુર એટલા ભાવપુજાથી કાર્તિક સુદિ પૂર્ણિમાના પવિત્ર દિવસે શત્રુજયમહાત્મ્ય અને સિદ્ધદંડિકામાથી અધિકાર લઇને ગિરિરાજના દર્શનથી ફરસનથી એને કીર્તનથી ગુણગાતા જે પાપનો સમૂહ નાશ પામી કર્મ નિર્જરા થાય તેથી અધિક પાપની રાશિ " આ સિદ્ધ-

# ॥ શ્રી સિદ્ધાચલજીની સિધ્ધવેલ ॥

॥ શ્રી પાર્શ્વનાથાય નમઃ ॥



પાસ તણા પદકજ નમી, સમરી શારદા માય;
વિમલાચલ ગુણ વરણવુ, સાંભળતાં સુખ થાય. ૧

પુણ્યે નરભવ પામિને, જે કરે તીરથ જાત્ર,
તસપદ ૧ભલ પાવન હુવે, નામે નિરમલ ગાત્ર. ૨

આરબુદ અષ્ટાપદ સમેત, સહુ તીરથ સુખકાર;
૨ભુવિતામિનિ તિલ સારીખો, સિધ્ધાચલ શ્રીકાર. ૩

કાર્તિકી પુન્નિમે પ્રણમતા, પાતિક દૂરિ પુલાય,
ઇતિ ઉપદ્રવ તસ મિટે, સુખ સંપદ ઘરિ થાય ૪

પડહ અમારિ વજાવિયે, સંઘ ચલી સંઘાધિ;
મંગળ ભેરિ મહોત્સવે, સિધ્ધગિરિ પર લેઈ સાથ. ૫

---

૧ ભલ–મલે, ૨ ભુવિતામિની તિલ સારિખો–ભૂમિભામિની તિલકસમા

દિશિ પશ્ચિમ પુર બાહીરે, પટ બાંધો બહુ પ્યાર;
અક્ષત મોતિ વધાવિયે, ગિરિ ગુણ શુણિયે સાર. ૬

એકેકુ ડગલુ ભર્યાં, ગિરિ સનમુખ ગુણવંત;
કોડી સહસ ભવનાં કર્યાં, તતખિણ પાપ પુલંત. ૭

નેમિ વિના તેવિસ પ્રભુ, આવ્યા એહ ગિરિંદ;
આગલિ પિણ વળી આવશે, પદ્મનાભાદિ જિણંદ ૮

સિધ્ધિ વર્યા સાધુ ઘણા, સિધ્ધાચલ સુપસાય;
સિધ્ધવેલિ કરીને સ્તવું, રસના મુખ સુધ્ધ થાય. ૯

## ( ઢાળ ૧ લી. )

॥ વેગળો રહેનેરે વહાલા ॥ એ દેશી ॥

---

સખિ ત્રિસલાનારે લાલા, વસુધામાં વિચરંતા વહાલા;
સિધ્ધગિરિ આવ્યારે સ્વામી, વીર જિનેસર અવસર પામી ૧

સિધ્ધગિરિ સેવોરે વહાલા,
શુ ભટકો છો ઠાલા માલા ( એ ટેક )

ચલિતાસનથીરે ભાવે,
ચઉવિહ દેવ પ્રભુપે આવે;
સમોવસરણને વિરચે,
ચોસઠિ ઈંદ્ર નમે ને અરચે. ॥ સિધ્ધ ॥ ૨

સુરપતિ સુરનીરે કોડી,
બે ચે આગલિ કરતલ જોડી;
નાચે અપછરરે વહાલા,
દેશના દે પ્રભુ વીર દયાલા. ॥ સિધ્ધ ॥ ૩

તીરથનો મહિમારે બોલે,
કોય નહી વિમલાલચ તોલે;
નિરખ્યો નયણેરે નેહે,
દુખ દોહગ નવિ આવે દેહે ॥ સિધ્ધ ॥ ૪

છે સહુ સુખનોરે ભાજા,
ઈહાં શ્રી રિષભ જિનેસર રાજા;
સેવ્યો પુજ્યોરે આપે,
મનવછિત ફળ વળિ દુઃખ કાપે ॥ સિધ્ધ ॥ ૫
એ ગિરિ જેણે ન ફરસ્યો,
ગર્ભાવાસ રહ્યો તે તરસ્યો;
બહુ મુનિગણ ઈહાં આવ્યા,
ભવ ભય વામી મોક્ષ સધાવ્યા. ॥ સિધ્ધ ॥ ૬
હત્યાદિક દુ.ખ ચુરે,
મન વછિત પૂરે ભરપૂરે,
પશુગણ શકુનારે સેવે,
ઇણ ગિરિ નીચ ગતિ નવિ લેવે. । સિધ્ધ ॥ ૭
સાંભળી સુરનારે સ્વામી,
એ તીરથ શિવ મગ વિસરામી;

સોરઠ દેશેરે સોહે,
મુનિ મુણિજનનાં મનડાં મોહે. ॥ સિધ્ધ ॥ ૮
જે હોયે જીનનારે ધરમી.
હોવે જે વળી હલુઆ કરમી;
તે ઇણ ગિરિએરે આવે,
પિણ અભવિ દરિસણ નવિ પાવે ॥ સિધ્ધ ॥ ૯
સહુ તીરથનો એ સ્વામી.
પ્રણમો ભવિજન નરભવ પામી,
ચિંતામણી જિસ સાચો
અવર સકલકો [1]લેસ્યુ રાચો. ॥ સિધ્ધ૦ ॥
એ ગિરિ જયવન્તો વરતો,
નિરમળ નીર નિઝરણે ઝરતો.
સુખ સંપદનોરે દાતા,
પામે ઉત્તમ અવિચલ સુખ સાતા, ॥ સિધ્ધ૦ ॥ ૧૧

## ॥ ઢાળ ॥ ૨ જી ॥

( મોતિહર કિહા વેરાણો ॥ એ દેશી )

ત્રિભુવન તારક જગ તિલોરે,
શિવગતિ દાયક સાર ॥ સિધ્ધગિરિ સેવો વાલા ॥
ભવિજન ભાવે ઉઠાએરે,
ભેદિએ દુઃખ સંભાર ॥ સિધ્ધ૦ ॥ ૧

[1] લેસ્યુ—લેશ ન,

જાત્રા નવાણુ કીજીએરે.
શુદ્ધિ પાળી ઉદાર ॥ સિધ્ધ૦ ॥
દોય અઠમ છઠ સાત ગણોરે,
ગણણું લખ નવકાર. ॥ સિધ્ધ૦ ॥ ૨
અલક્ષણા દેહ પુજીએરે,
રથયાત્રા વિસ્તાર ॥ સિધ્ધ૦ ॥
પૂજા નવાણું પ્રકારે રચાવો,
ધુપ દીપ નિવેદ ફળ ઠાય, ॥ સિધ્ધ ॥ ૩

એક સહસ આઠ નામ ઉત્કૃષ્ટે,
આઠ અધિક શત ટુક ॥ સિધ્ધ૦ ॥
શત્રુંજયગિરિ ટુકએ પહેલું.
પૂજો શ્રીફળ મુકી ॥ સિધ્ધ૦ ॥ ૪

આઠ અધિક એક સહસ સઘાથે.
બાહુબલિ શિવ વાસ ॥ સિધ્ધ ॥
ટુંક બાહુબળિ નામા બીજું,
મરૂદેવી ત્રીજું ખાસ ॥ સિધ્ધ ॥ ૫

પાંચ કોડિ મુનિ સાથિ સધાવ્યા,
ગણધર પુંડરીક નામ ॥ સિ૦ ॥
પુંડરીક એ ચોથું જાણો,
પાંચમું રૈવત ઠામ ॥ સિ૦ ॥ ૬

લહિએ સંપતિ સેવંતારે,
નામે નવનિધિ થાય ॥ સિ૦ ॥

સોના રૂપાને ફુલડે વધાવો,
ગાવો ગુણ મન લાય ॥ સિ૦ ॥ ૭

મણીકાંત મહાયશ ભવ્યગીરીગે,
મુક્તિરાજ ગજચંદ્ર. ॥ સિ૦ ॥
પુરૂષોત્તમ વળી પર્વત રાજા,
મહાનંદ ગિરિ હેમેંદ્ર ॥ સિ૦ ॥ ૮

સંઘ ચતુર્વિધ સાથિ મળીને,
ભેટોએ ગિરિ રાય, ॥ સિ૦ ॥
સ્વામી વત્સલ ધુમ મચાવો,
દાન સુપાત્ર દિવાય ॥ સિ૦ ॥ ૯

દસ કોડિ શ્રાવકને જમાડે,
જૈન તીરથ કરે જાત્ર. ॥ સિ૦ ॥
તે ફળ એક મુનિ દાન દિયંતાં,
મહિમા અગણિત માત્ર, ॥ સિ૦ ॥ ૧૦
નરભવ વળી ગુરૂ જોગ લહીને,
છંડો આળસ અંગ ॥ સિ૦ ॥
એ ગિરિ વંદો પાપ નિકંદો,
ઉત્તમ સંગ અભંગ, ॥ સિ૦ ॥ ૧૦

## ॥ ઢાળ ॥ ૩ જી. ॥

( રંગીલુ મારૂ બેડલુ રે ॥ એ દેશી )

નદન નાભિ નરિંદનોરે,
મરૂદેવીમાત મલ્હાર - રિષભ જિનરાજજીરે,
લછન વ્રષભ સોહામણોરે;
તનુ ધનુ પણ શત સાર ॥ રિ૦ ॥ ૧ ॥

કોડિ સહસ છપન વલિરે,
લાખ સિત્તેર કોડિ વર્ષ ॥ રિ૦ ॥
એક પૂરવનુ માનએ રે,
હઇડે રાખજો હર્ષ ॥ રિ૦ ॥ ૨ ॥

લાખ પૂર્વાયું ચોરાશીનુરે.
ચોરાસિ ગણધાર ॥ રિ૦ ॥
પુડરીક પ્રમુખ ક્ષમા ધરારે,
સાધુ ચોરાશી હજાર ॥ રિ૦ ॥ ૩

સાધવિ ત્રણ લાખ શ્રાવિકારે,
સહસ ચોપન પાંચ લાખ ॥ રિ૦ ॥
શ્રાવક ત્રણ લાખ ઉપરેરે ,
પાંચ હજાર સુભાખ ॥ રિ૦ ॥ ૪

સિધ્ધગિરિએ સમોસર્યારે,
પૂરવ નવાણુ વાર, ॥ રિ૦ ॥
રાયણ તળે કાઉસગ્ગ રહ્યારે,
મહિમા જાસ અપાર ॥ રિ૦ ॥ ૫

વિમળાચળ વર્ણવ કર્યોરે,
સેવો ભવિ શિવ ઠામ ॥ રિ૦ ॥

શાસ્વત પ્રાય સોહામણોરે,
નમિએ એકવીશ નામ ॥ રિ૦ ॥ ૬ ॥

શત્રુંજય પુંડરગિરિરે,
વિમળાચળ સિધ્ધક્ષેત્ર,
શ્રીપ સુરગિરિ મહાગિરિરે,
શાસ્વત ગિરિ સુપવિત્ર ॥ રિ૦ ॥ ૭

પુણ્યરાશિ પર્વતેન્દ્ર એરે,
મહાતીરથ દ્રઢશક્તિ ॥ રિ૦ ॥
મુક્તિ નિલય મહાપદ્મ એરે,
પૃથ્વી પીઠ દે મુક્તિ ॥ રિ૦ ॥ ૮

પાતાળ મૂળ અકર્મકોરે,
સર્વ કામદ સુભદ્ર ॥ રિ૦ ॥
પુષ્પદંત કૈલાસગિરિરે,
ભજીએ ભાવથી ભદ્ર ॥ રિ૦ ॥ ૯

લાખ પૂરવ વ્રત પાળિનેરે,
જુગ આદિ જિનરાજ, ॥ રિ૦ ॥
અષ્ટાપદ સિધ્ધિવર્યારે,
ભવજળ તારક જહાજ ॥ રિ૦ ॥ ૧૦

પણ એ સિધ્ધગિરિ સાહિબોરે,
કેશરિસો કહે સંત, ॥ રિ૦ ॥
ઉત્તમ એ ગિરિ સેવતાંરે,
શિવ વધુ સહેજે રમત ॥ રિ૦ ॥ ૧૧

# ॥ ઢાળ ॥ ૪ થી. ॥

( પાવા તે ગઢથી ઉતર્યારે માતા અખારે ॥ એ દેશી )

---

વાલો વસે વિમલાચલેરે, સાહિબ સોભાગી,
મને વાલો સુનંદાનો કંતરે દેખતાં રઢ લાગી ॥
વાલો વસે નહી વેગલોરે ॥ સા૦ ॥
મુજ હૃદયમાહિ રહંત રે ॥ દે૦ ॥ ૧

સિધ્ધાચલને સેવતાંરે ॥ સા૦ ॥
ભવિ પંચમે ભવ લહે સિધ્ધરે, ॥ દે૦ ॥
અંતર મુહુર્ત ઉત્કૃષ્ટથીરે ॥ સા૦ ॥
લઘુ કરમી સરધા શુધ્ધરે ॥ દે૦ ॥ ૨

સિધ્યા સીઝે સીજસેરે ॥ સા૦ ॥
બહુ કાળે બહુ મુનિ તેહરે ॥ દે૦ ॥
અવિચલ ઠામ અનાદિનુંરે ॥ સા૦ ॥
તેણે આપે અચલ ગતિ એહરે ॥ દે૦ ॥ ૩.

પહેલે આરે એણે ગીરિરે ॥ સા૦ ॥
એંસી જોજન વિસ્તારેરે ॥ દે૦ ॥
ઊંચો સો છવીસનો છાજતોરે ॥ સા૦ ॥
ઇમ બીજે સિત્તેર વીસ ધારરે ॥ દે૦ ॥ ૪

ત્રીજે પહોળપણુ સાઠનોરે ॥ સા૦ ॥
વળી જોજન તેર ઉતગરે ॥ દે૦ ॥
ચોથે પંચાસ દસ ઉંચથીરે ॥ સા૦ ॥
બાર પાચમે છે સુચિ ચગરે ॥ દે૦ ॥ ૫
છઠે પહોળો હાથ સાતનોરે ॥ સા૦ ॥
ઊંચો ધનુષ્ય પ્રમાણુરે ॥ દે૦ ॥
પ્રાયે પ્રહાએ સાસ્વતોરે ॥ સા૦ ॥
કોઇ પામ્યા જિહાં નિરવાણુરે ॥ દે૦ ॥ ૬
બાહુગિરિ– નંદિગિરિરે ॥ સા૦ ॥
જયાનંદ વિશાલ સુઠામરે ॥ દે૦ ॥
ભદ્રવિજય મોહનગિરિરે ॥ સા૦ ॥
ઠામ ઠામે નવા નવાં નામરે ॥ દે૦ ॥ ૭
માહેંદ્ર દ્વજ માલવંત છેરે ॥ સા૦ ॥
વલિ વિદ્યાનંદ સુમતિરે ॥ દે૦ ॥
ઉદ્ધિ પ્રકાશે ઉજવળ ગિરીરે, ॥ સા૦ ॥
પુણ્ય કદ કપર્દિ પવિત્તરે ॥ દે૦ ॥ ૮
મુક્તિ નિકેતન શ્રેષ્ઠ એરે ॥ સા૦ ॥
અભિનંદ અભયનો કદરે ॥ દે૦ ॥
કેવલ દાયક એ કહ્યારે ॥ સા૦ ॥
સુરકાંતિ અચલ સુખ કદરે ॥ દે૦ ॥ ૯
પચમકાલે પરગડોરે ॥ સા૦ ॥
કિલ કરમ ખપાવણ ધીરરે ॥ દે૦ ॥

દેવ ગુરૂ દ્રવ્ય ચોરીનારે ॥ સા૦ ॥
નર છુટે કરમ જરૂરરે ॥ દે૦ ॥ ૧૦
પાપ થાનીક વંચનારે ॥ સા૦ ॥
છે પજ્ઞર કરમાદાનરે ॥ દે૦ ॥
પાપ પુલે સહુ તેહનારે ॥ સા૦ ॥
જે પ્રણમે ઉત્તમ પ્રણિધાનરે ॥ દે૦ ॥ ૧૧

## ॥ ઢાળ ॥ ૫ મી,

( નાગર નાગર લોકો શુ કરોરે, નાગરની છે નિર્દય જાતરે; નાગર બ્રાહ્મણરાણીગે ॥ એ દેશી, )

---

સિધ્ધગિરિ નામ સંભારીએરે,
સિધ્ધગિરિ સાચા સુખનો કંદરે ॥ સિધ્ધગિરિ સેવિએરે,
એકતો સિધ્ધગિરિ બીજો સાહિબોરે,
મણિમય મુરતિ રિષભ જિણંદરે ॥ સિધ્ધગિરિસે૦ ॥ ૧
ભાવ ભલે સંવેગ રસ ભર્યારે,
કીધી પુણ્યે નીર્મળ કાયરે ॥ સિ૦ ॥
તેના પુત્ર ભરત ચક્રિ થયા,
સંઘ પતિ બિરૂદ ધરાવ્યુ સારરે ॥ સિ૦ ॥ ૨
આ અવસરપિણિ કાળે અચલગિરિરે,
પહેલો ભરતે કર્યો ઉધ્ધારરે ॥ સિ૦ ॥

આઠે પાટ આરિસા ભુવનમાંરે,
લહિ કેવલ શિવ વર છાજ્યારે ॥ સિ૦ ॥ ૩

બીજો ઉધ્ધાર ૭ કોડિ પુરવ પછીરે,
ભરતને આઠમે પાટે ઉદારરે ॥ સિ૦ ॥
ત્રણ ખડ દડ વીરજ નૃપે કર્યોરે,
તીરથ શત્રુજય ઉધ્ધારરે ॥ સિ૦ ॥ ૪

ત્રીજો સો કોડિ સાગર અતરેરે,
કરે ઉધ્ધાર ઇશાનનો ઇંદ્રરે,
તિહાંથી એક કોડિ સાગરે અતિક્રમે,
ચોથો ઉધ્ધાર કરે માહેંદ્ર ॥ સિ૦ ॥ ૫

દસ કોડિ સાગરે પચમ ઇંદ્રનોરે,
એક લાખ કોડી સાગરે ચમરેંદ્ર ॥ સિ૦ ॥
વિચે લઘુ બહુ કુણ ગણવા ક્ષમ હુવેરે,
કિધા દેવ મનુજને વૃંદરે, ॥ સિ૦ ॥ ૬

તેહને વચે ચક્રી સગર થયોરે,
કર્યો પાષાણ મહ ઉધ્ધાર, ॥ સિ૦ ॥
મણિમય મૂરતિ પશ્ચિમ દિશી ઠવીરે,
પૂજે સુર અપછર નારિરે ॥ સિ ॥ ૭

દુષમ કાળ વિચારિ આગલેરે,
ગુરામાં થાપ્યા મહારાજરે ॥ સિ૦ ॥
કચન વલાંનક તીર્થ કહાય છેરે,
તેણે કરી કંચનગીરી કહે આજરે ॥ સિ૦ ॥ ૮

ઈમ ઉધ્ધાર સગરનો સાતમોરે,
આઠમો વ્યન્તર ઇંદ્રનો સારરે ॥ સિ૦ ॥
અભિનંદનને વારે ચંદ્રનેરે,
નવમો ચંદ્રજસાનો ઉધ્ધારરે ॥ સિ૦ । ૯

ચક્રાયુધ રાજા દસમો કરેરે,
સોળમા શાંતિ જિણંદના નંદરે ॥ સિ૦ ॥
ઉધ્ધાર અગ્યારમો રામચંદ્રનોરે
બારમો પાંડવનો સુખ કંદરે ॥ સિ૦ ॥ ૧૦

પુણ્ય મહોદય હરિસણ પામીયોરે
તાલધ્વજ અકલંક જીયતરે
સહસ્ત્ર કમળ-શતકુટ-કંદ અને,
પ્રણમો ઉત્તમ સુખ અનંતરે ॥ સિ૦ ॥ ૧૧

---

## ॥ ઢાળ ॥ ૬ ઠી ॥

( જઇને કહેજો મારા વહાલાજીરે ॥ એ દેશી )

વનિતાપતિ વિમલાચલે,
મન માન્યોછેરે ॥ હૃદડામાંહે હજુર ॥
મોહન મારો મન માન્યોછેરે ॥
સંવત એક અઠલતરે ॥ મન૦ ।
જાવડ શાહનો જરૂર ॥ મો૦ મા૦ ॥ ૧

બાર તેરોત્તર વર્ષમાં ॥ મન૦ ॥
શ્રીમાલી વંશે સાર ॥ મો. મા. મ. ॥
બાહડ મંત્રીએ કર્યો ॥ મન૦ ॥
ચઉદમો તીર્થ ઉધ્ધાર ॥ મો૦ મા૦મ૦ ॥ ૨,

તેર ઇકોતેર તિમ વળી,
ગુરૂ રશ્મિંત આચાર ॥ મ૦ ॥
સમરાશાહ ઓસવાળ ॥ મન૦ ॥
પન્નરમો તે ઉધ્ધાર ॥ મો૦ મા૦ ॥ ૩

સોળમોએ સત્યાસિએ ॥ મન૦ ॥
સંવત પન્નરમે ધ્યાર ॥ મો૦ મા૦ ॥
કરમા શાહે કરાવિયો ॥ મન૦ ॥
વરતે આજે ઉદ્ધાર ॥ મો૦ મા૦ ॥ ૪

સૂરિ દુપ્પસહ ઉપદેશથી ॥ મન૦ ॥
વિમલ વાહન ભૂપાળ ॥ મો૦ મા૦ ॥
છેલ્લો ઉધ્ધાર કરાવશે ॥ મન૦ ॥
ભક્તિ ભાવ વિશાલ ॥ મો૦ મા૦ ॥ ૫

દુખમ કાળે આગલે ॥ મન૦ ॥
પંચમા આરા પર્યંત ॥ મો૦ મા૦ ॥
તિહા કાયા બેઉ હાથની ॥ મન૦ ॥
સૂરિ દુપ્પસહ ગુણવત ॥ મો૦ મા૦ ॥ ૬
જૈન ધરમ ગુરૂ રાખશે ॥ મન૦ ॥
વરસ વીસનું આયુ ॥ મો૦ મા૦ ॥

આઠ વર્ષ વ્રત પાળીને ॥ મન૦ ॥
સૌધર્મે સુર થય ॥ મો૦ મા૦ ॥ ૭ ॥

પંચમ આરા છેહડે ॥ મન૦ ॥
થાસ્યે જગત્રય ઉજાસ ॥ મો૦ મા૦ ॥
છઠે અરે ભુપિ રહે ॥ મન૦ ॥
નર બિલ વાસિ વૈતાઢ્ય મા૦ ॥ મો૦ ॥ ૮

સાત હાથનો તે સમે ॥ મન૦ ॥
રહેશે એ ગિરિરાજ ॥ મો૦ મા૦ ॥
અટલ અચલગિરિ એ કહ્યોરે ॥ મન૦ ॥
ભવ ખગ મારણ બાજ ॥ મો૦ મા૦ ॥

સાગર કોડાકોડી સંખ્યથી ॥ મન૦ ॥
ચાર ત્રણને હોય ॥ મો૦ મા૦ ॥
ચોથો કોડાકોડી એકનો ॥ મન૦ ॥
ચ્યાર આરા ઇમ જોય ॥ મો૦ મા૦ ॥ ૧૦

એકવિસ વરસ સહસના ॥ મન૦ ॥
પાંચમાં છઠાનું માન ॥ મો૦ મા૦ ॥
નાહ વિછેદ વિમલગિરિ ॥ મન૦ ॥
ઉત્તમ માન પ્રમાણ ॥ મો૦ મા૦ ॥ ૧૧

## ॥ ઢાળ ॥ ૭ મી ॥

( શામળીયાજી ॥ એ દેશી )

એ તિર્થ અનોપમા કહીએરે,
નિત્ય એ ગીરી છાંએ રહીએરે,
આસાતના કાંઇ ન કરીએરે,
ગીરિરાજનુ નામ સમરીએરે ॥ સુણો સતાજી ૧

પુણ્યવંતા તેહિજ પ્રાણિરે,
કરે દરિસણ તિરથ જાણિરે ॥
આ ભવે મન ઇછિત આવેરે,
પરભવ સુર શિવપદ પાવેરે ॥ સુ. સ. ॥

કરે જે ઇહાં પુણ્યની કરણીરે,
વિપદાપદ દર વિખરણીરે,
એકવાર ઇહિા જિન પુજેરે,
ભવ ભવ અઘ સંચિત ધ્રૂજેરે ॥ સુ૦ સા ॥ ૩

નદી કુંડ તીરથ જળે નાહિરે,
કુસુમાંજલિ ચ્યાર ચઢાઇરે,
કરે સ્નાત્ર ઇહારે જે સતારે,
દુખ ચાર ગતિ ન લહતારે, ॥ સુ૦ સા૦ ॥

દુધ દહિ ઘૃત સર્કરા વાંગિરે,
ભરિ કલશ પંચામૃત તે ભારિરે,
જિનરાજ વૃષભ નવરાવેરે
અમૃતધર સુરપદ પાવેરે ॥ સુ૦ સા૦ ॥ ૫

પૂજે જિન અષ્ટ પ્રકારેરે,
આઠ કરમને તે નર વારેરે,
અણિમાદિક આઠજે સિધ્ધિરે.
વશિ આણે તે વડ બુધ્ધિરે, ॥ સુ૦ સં૦ ॥ ૬

સાત ક્ષેત્રે વિત્તજે વાવેરે,
સાત રાજ લોક પરિ જાવેરે,
લોક ચૌદનો ઠાકુર થાવેરે,
સુરનર કિન્નર ગુણ ગાવેરે ॥ સુ૦ સં૦ ॥ ૭

એહ તીર્થનો મહિમા મોટોરે,
જગમાં નહિ એહનો જોટોરે,
પાપી નર જે નવિ દેખેરે,
ગીરિ દરશન તે દિન લેખેરે ॥ સુ૦ સં૦ ॥ ૮

ઇહાં જપ તપ પૂજા જો કરીએરે,
તો ભવ તટિનિ પતિ તરીએરે,
ગીરી સેવ્યો સૌ સુખ આપેરે,
એહનો મહિમા કોઇ ન માપે ॥ સુ૦ સ૦ ॥ ૯

પ્રીયંકર કાસુક કામરે,
પ્રીતિમંડણ સોંદર્ય નામરે;
સરવારથ સિધ્ધ વખાણુંરે,
જયાનંદ જગે બહુ જાણુંરે, ॥ સુ૦ સં ॥ ૧૦

મેરૂ મહિધર જે મહંતરે
જિહાં સિધ્ધા સાધુ અનંતરે ॥

ઉત્તમ ગુણ ઠાંણે અયોગીરે,
પંચ હ્રસ્વાક્ષરે રસ ભોગી,રે ॥ સુ૦ સ૦ ॥

## ॥ ઢાળ ॥ ૮ મી ॥

( અનિહારે વાલ્હોજી વાએછે વાસળીરે ॥ એ દેશી )

---

અનિહાંરે શ્રી શત્રુંજય મંડણોરે,
મને વહાલો જુગાદિ જીણંદ
અનિહાંરે જુગલાધર્મ નિવારણોરે,

જસ સેવે પાય સુરિંદ,
॥ અનિહારે સિધ્ધગીરીભાવે સેવીએરે ૧ ॥
સેવ્યા સુખ અક્ષય થાય ॥ અનિહારે ॥ સિ૦ ॥

અનિહાંરે જેહ છે તીરથ ત્રીવિષ્ટમાંરે;
તસ દરિસણે જે ફળ થાય,
અનિહારે તે ફળ એ ગિરિ ભેટતાંરે
પાંમે પણ પુણ્ય થાય ॥ સિ૦ ॥ ૨

અનિહાંરે કારીમાં તીર્થ બીજા કહ્યાંરે,
જેહ નગર ઉદ્યાત નગા દે,
અનિહાંરે-જપ-તપ-નિયમ-દાનાધ્યયેરે
ઉપદાજે જેહ આલ્હાદિ ॥ સિ૦ ॥ ૩

અનિહારે તે ફળથી દસગુણું હોવેરે
પ્રભુને કલ્યાણક ઠામ;
અનિહાંરે તેહથી સો ગુણું ફળ કહ્યુંરે,
જમ્બુ--તરૂ--સાસ્વત ધામે,
અનિહારે—પુષ્કર—રૂચક—અંજનગીરીરે,
એક સહ ગુણુ ફળ થાય,
અનિહાંરે નદિસર--કુંડળ—મનુષ્યોત્તરેરે
તેહથી ફળ દસગુણુ થાય ॥ સિ૦ ॥ ૫
અનિહારે—વૈભાર સમેત્ત વૈતાઢયેનેરે,
મેરૂનગિ—રૈવતમાંન,
અનિહાંરે--તાર્થ અષ્ટાપદે અનુક્રમેરે;
ફળ કોડિ કોડિ ગુણ જાણ, ॥ સિ૦ ॥ ૬
અનિહારે—તેહથી અનતગુણુ ફળ હુવેરે,
ગિરિ દીઠે સાંભલી ઈંદ,
અનિહારે—સેવન ફળ કુંણુ ક્ષમ હુવેરે,
જો હોવે જ્ઞાની જિણુંદ ॥ સિ૦ ॥ ૭
અનિહારે—ઉત્સર્પિણીએ વધતાએ વધતો કહ્યોરે,
ઘટતો અવસર પિણીજાણ,
અનિહારે--ભેટતા ભાવથી મુહુર્તેરે,
એહ આપે પદ નિરવાણુ ॥ સિ૦ ॥ ૮ ॥
અનિહાંરે--સહસપત્ર આનંદ છેરે,
સિધ્ધ ક્ષેત્ર ભગિરથ હેત,

અનિહાંરે—ભદ્રંકર મહાપીઠ એરે.
અજરામર સંકેત ।। સિ૦ ।। ૯

અનિહાંરે—દુઃખકર-કરમ સુડણુખરેરરે,
શિત પત્રને ભદ્ર વિલાસા
અનિહાંરે—જગતારણુ સિધ્ધ શેખરેરરે,
સહુસારે આતિમ આજ ।। સિ૦ ।। ૧૦

અનિહાંરે—પંચમકાળે એ પામવોરે,
દુલ્લભગીરિ દેદાર ।।
અનિહારે—પાંની પ્રમાદને પરિહરોરે.
ગિરિ ઉત્તમ એ જયકાર, ।। સી૦ ।। ૧૧

## ।। ઢાળ ।। ૯ મી ।।

( ધન ધનરે ગોકુલિયું ગામરે ।। એ દેશી )



શેત્રુંજય સાહિબ સાચોરે,
સ્યુ દેવ અવરથી રાચોરે
જો કરમ શત્રુંજય જાચોરે;
રળિયાલા એ પર્વતે રાચોરે ।। ૧ ।।

સહુ તીરથનોએ સ્વામીરે
એ તીરથ શિવ વિસરામીરે;

પ્રણમો ભવિ અવસર પામ રે,
એ તીરથ અન્તરજામીરે ॥ ૨ ॥

સંસાર દાવાનલ નીરરે,
ભવોદધિ તારણ એ તીરરે,
જરા મરણ તણા જઝીરરે,
વિસ્તારણ એ વડવીરરે ॥ ૩ ॥

ઇહા પુણ્યની કરણી કીજેરે,
લખમીનો લાહો લીજેરે,
દીન હીનને દાનજો દીજેરે,
તો પરભવે અમૃત પીજેરે ॥ ૪ ॥

ઇહાં પુજા પ્રસાદ કરાવોરે,
જિનરાજના બિંબ ભરાવોરે,
કરિ અંજન આનંદ પાવોરે,
ભલે ભાવથી ભાવના ભાવોરે ॥ ૫ ॥

જિન પ્રતિમા જેહ ભરાવેરે,
વિમાનનો વાસિ તે થાવેરે,
વળિ જે જિનઘર નિરમાવેરે,
બહુ સુખ સદા કાળ ગમાવેરે ॥ ૬ ॥

મણિ-હેમ-રજત સમિધ્યાદિરે,
વળિ તૃણમયી જિન ઘર બાંધેરે,
જેતા કાષ્ઠ પ્રમાણું વાધેરે;
લાખ પલ્ય અમર આયુ લાધેરે, ॥ ૭ ॥

નણુ કરે તે ઉધ્ધાર વિશેષેરે,
કહ્યું આઠ ગુણ ફળ એ ઉપરે,
ઘણાં થયા ઉધ્ધાર અસખ્યરે,
ગયા શિવ બહુ ગૃહિ મુનિ વેષરે,

અમે પણ શિવ ઇચ્છું છું મનમાંરે,
ધાયે મન દેખી ધન દેખી ધનમાંરે,
તમે રચું રાચોછો એ તનમારે,
ઘેરયા જીવ કરમના વનમાંરે ॥ ૯ ॥

સંસારની અર્થી સગાઇરે,
કહેના માયને કહેના ભાઇરે,
સાચો પ્રભુ રીષભ સહાઇરે,
તાત પુત્રપરે સુખ દાઇરે.

ભવ તારણ સહજાનંદરે,
તમો કંદ વલિ ગુણ કંદરે,
દુઃખ દોહગ ફેડે ફંદરે,
તિસ ઉત્તમ ઘેર આનંદરે, ॥ ૧૧ ॥

## ॥ ઢાળ ॥ ૧૦ મી ॥

( પાવાતે ગઢથી ઉતર્યાં માંકાળીરે ॥ એ દેશી )



વીર કહે સાંભલ હવે સુણ રાજાજી,
મેરૂગીરિ આંગુલે કુણ મવે ॥ સુ૦ ॥
[ કહું કેટલા ॥ સુ૦ ॥
પણ કિંચિત કહિએ એટલા, ॥ સુ૦ ॥ ૧

મુનિ અનત ઈહાં તર્યા ॥ સુ૦ ॥
એ અનંત ચતુષ્ક ગુણે ભર્યા ॥ સુ૦ ॥
સરધા સવેગે સિજસે ॥ સુ ॥
સિવ સુંદરિ પરણિ રીઝશે ॥ સુ૦ ॥ ૨ ॥

કૂર કરમી કંડુ થયા ॥ સુ૦ ॥
તે ચ્યાર હત્યારો શિવ ગયો ॥ સુ૦ ॥
ચંદ્રસેખર રાજા થયો ॥ સુ૦ ॥
નિજ ભગિની ભોગી શિવ ગયો ॥ સુ૦ ॥ ૩ ॥

નમિ પુત્રી ચોસઠ મળી ॥ સુ૦ ॥
પ્રભૂ રિષભ નમી પુગી રહી ॥ સુ૦ ॥
કરિ અણુસણ તે સિવ લહિ ॥ સુ૦ ॥
શિવ બહેની વસી કીધાં વહી ॥ સુ૦ ॥ ૪

તિહા ચર્ચગીરી કહેવાય છે ॥ સુ૦ ॥
ગીરી સેવ્યાં કારજ થાય છે ॥ સુ૦ ॥
હસ્તિ-હય સિધ્ધિ લહ્યાં ॥ સુ૦ ॥
નદી તીરે હસ્તિ ગીરી કહ્યા ॥ સુ૦ ॥ ૫

નમિ વિનમી વિદ્યાધર ॥ સુ૦ ॥
દોય કોડિ સહિત સિધ્ધિ વર્યા ॥ સુ૦ ॥

અનંત નાથ મુગતે ગયા ॥ સુ૦ ॥
ગિરિ સેવ્યાથી સુખીયા થયા ॥ સુ૦ ॥ ૬
શેત્રુંજય નદિના નીરથી ॥ સુ૦ ॥
નૃપ શાંતનું સમીયો પીરથી ॥ સુ૦ ॥
સિધ્ધગીરી સેવ્યે કેવલ વર્યો ॥ સુ૦ ॥
ચિંહુ પુત્રે કલત્રે તે તર્યો ॥ સુ૦ ॥ ૭
ચંદ્ર પ્રભુને શાસને ॥ સુ૦ ॥
તરિયા યોગી દક્ષસને ॥ સુ૦ ॥
રિષભસેન આદે ઘણા ॥ સુ૦ ॥
સુખ પામ્યા શિવ સુંદરી તણાં ॥ સુ૦ ॥ ૮
મહાબલગીરી વિજીયાનંદએ ॥ સુ૦ ॥
જશોધર વિભાસ ગરીદએ ॥ સુ૦ ॥
અનંત શક્તિ એહ છે,
જગતારક સમરથ જેહ છે, ॥ સુ૦ ॥ ૯
દ્રહ-સર-નદી-કુંડ ઇહાં ઘણા ॥ સુ૦ ॥
મહિમાના કંઇ નથી મણા ॥ સુ૦ ॥
વળી સુરજ કુંડ સોહામણો ॥ સુ૦ ॥
નૃપચંદજી પામ્યા નર પણો ॥ સુ૦ ॥
સાઠ સહસ વરસ સૂરજ તપ્યો ॥ સુ૦ ॥
તેણે સુરજ કુંડ કહી થાપ્યો, ॥ સુ૦ ॥
ઉત્તમ જળ છાંટે અંજળી ॥ સુ૦ ॥
મહિપાળના રોગ ગયા ટળી ॥ સુ૦ ॥ ૧૧ ॥

# ॥ ઢાળ ॥ ૧૧ મી,

વાસળીઓ કયા વિસારીરે ॥ છેલ છબીલા છોગાળા એ દેશી

---

સિધ્ધગિરિ સેવો સુખકારીરે,
સાસ્વત ગિરિ એ સાચો છે,
ભુવિ મહિમા જેનો ભારીરે ॥સા૦ ॥
જિહાં પરણ્યા બહુ શિવ પ્યારીરે ॥ સા૦ ॥ ૧
પજાર ભેદે। બલીહારીરે ॥ સા૦ ॥
દ્રાવિડ વારિખિલ્લ પ્રભુ પોતરોરે ॥ સા૦ ॥
દશ કોડે સિધ્ધા આત્રોરે ॥ સા૦ ॥
તિહાં હંસાવતાર કહાવેરે ॥ સા૦ ॥ ૨
કાર્તિક પુન્નિમે સિધ્ધ થાવેરે ॥ સા૦ ॥
તેણે મહિમા આજ પ્રસિધ્ધોરે ॥ સા૦ ॥
કંડુ પણ એણે દિન સિધ્ધોરે ॥ સા૦ ॥
ઇણે દિન મહિમા અધિકોરે ॥ સા૦ ॥ ૩
સહુ દિનને માથે સેહેરોરે ॥ સા૦ ॥
માસખમણે પાપ ખપાવેરે ॥ સા૦ ॥
તે ફળ પુન્નિમ દિને આવેરે ॥ સા૦ ॥
જે કરણી ઇણે દિને કરીએરે ॥ સા૦ ॥ ૪
ફળ તાસ અનંતાં વરિએરે ॥ સા૦ ॥
પુંડરિક પાંચ કોડી સાથેરે ॥ સા૦ ॥

તર્યાં ચૈત્રી પુન્નિમ તીથેરે ॥ સા૦ ॥
મુનિ અજીતસેન દસ લાહારે રે ॥ સા૦ ॥ ૫
ચૈત્રી પુન્નિમે શિવ સારેરે ॥ સા૦ ॥
શિવ ભરતના પાટ અસંખ્યારે ॥ સા૦ ॥
તે સિધ્ધ દંડીમાં સંખ્યારે ॥ સા૦ ॥
થયા બીજા અજીત જીન રાયારે ॥ સા૦ ॥
સિધ્ધગિરિ ચોમાસું આયારે ॥ સા૦ ॥
સાગર મુનિ કોડિ સંધાથેરે ॥ સા૦ ॥
શિવ વરિયા સમના સાથેરે ॥ સા૦ ॥
શ્રી ભરતમુનિ પાંચ કોડીરે ॥ સા૦ ॥ ૭
ભવ બંધન બેડી તોડીરે ॥ સા૦ ।
અજીતસેન સત્તર કોડેરે ॥ સા૦ ॥
મોહ રાજાનો મંદ મોડેરે ॥ સા૦ ॥
આદિત્ય જસા એક ભાખેરે ॥ સા૦ ॥ ૮
રામ-ભરત કોડિ ત્રણ શાખેરે ॥ સા૦
મુનિ કોડીથકી શ્રીસારરે ॥ સા૦ ॥
થયા શિવ વધુના ભરતારરે ॥ સા૦ ॥
સાડી આઠ કોડી મુનિ સાથેરે ॥ સા૦ ॥ ૯
શામને પ્રદ્યુમ્ન સંગાથેરે ॥ સા૦ ॥
બહુ મુનિએ કર્મ ખપાવ્યુંરે ॥ સા૦ ॥
કર્મ ક્ષય તેણે થપાવ્યુંરે ॥ સા૦ ॥
ગિરિ શિવકર શિવ આપેરે ॥ સા૦ ૧૦

દુખ દોહગ એ ગિરિ કાપેરે ॥ સા૦ ॥
ગીરિ આલંબન અવલંબીરે ॥ સા૦ ॥
તરસ્યે જે હોસ્યે અદભીરે ॥ સા૦ ॥
ગુરૂ ઉત્તમ એણીપેરે બોલેરે ॥ સા૦ ॥
નહિ કોઈએ તીરથ તે લેરે ॥ સા૦ ॥ ૧૧

## ॥ ઢાળ ॥ ૧૨ મી ॥

( મહિનો હાણી કાનુડો ॥ એ દેશી )

કંચનગિરિ એ કામણગારો,
મને લાગે છે બહુ પ્યારો રાજ ॥ અલબેલો ગીરીએ રૂડો ।
ગિરિ દરશન-ફરસનને જોગે,
નાવે ભવ ભયને સોગે રાજ ॥ અ૦ ॥ ૧

તેર કોડિ મુનિને પરિવારે,
શિવ સોમજસા પધારે રાજ ॥ અ૦ ॥
લાખ એકાણું સાથે સિધ્યા,
નારદજી નીરભય કીધા રાજ ॥ અ૦ ॥ ૨

વસુદેવની નારી શુભ ધ્યાને,
પાંત્રીસ હજાર પ્રમાણે રાજ, ॥ અ૦ ॥
ચૌદ સહસ સાથે દમિતા નારી,
વશી કીધાં શિવ વધુ સારી રાજ, ॥ અ૦ ॥ ૩

બાવન લાખ ઉપરે એક કોડિ,
પંચાવન સહસ સજોડી રાજ ॥ અ૦ ॥
સાતસેં સિત્યોત્તર વર સાધુ,
પ્રભુ શાંતિ ચોમાસુ કીધુ રાજ ॥ અ૦ ॥ ૪
થાવચ્ચાસુત એક હજારે,
શુક પરિવાર્જક શિવ સારે રાજ ॥ અ૦ ॥
સુરિ સેલગ પણ શત સગાથે.
સુભદ્રમુનિ સય સાતેરાજ ॥ અ૦ ॥ ૫
કદંબ ગણધર કોડિસ્યુ સિધ્યા.
મુનિ સુદરશાન સુપ્રસિધ્યા રાજ ॥ અ૦ ॥
જીન સંપ્રતિ ગણધર થાવચ્ચા,
હજાર થકી શિવ સચ્ચા રાજ ॥ અ૦ ॥ ૬
જાલિ-મયાલી ને ઉવયાલી,
ઇહાં સિધ્ધા અણુસણ પાલી રાજ. ॥ અ૦ ॥
દેવકી નંદન ખટથી એમે
પરણી શિવઘરણી પ્રેમેરાજ ॥ અ૦ ॥ ૭
ખટમાસી ધ્યાને શુક રાજા,
ગિરિતરણ ભવોદધિ પાજા રાજ ॥ અ૦ ॥
ઇત્યાદિક બહુમુનિ શિવ વરિયા,
ઇંહા તરિયા તે ભવદરિયા રાજ ॥ અ૦ ॥ ૮
ઢંક કદંબને કોડિનીવાસ,
લોહિત્ય તાલ ધ્વજ ખાસા રાજ ॥ અ૦ ॥

રત્નખાણુ જડીબુટ્ટી તાજી,
રસ કૂપી ઇહાં દિલ રાજી રાજ ॥ અ૦ ॥ ૯
ઢંકાદિક પણુ કૂટ સતેજા,
પુણ્યવંત સુહેજારાજ ॥ અ૦ ॥
મારે તો પ્રભુ રિષભ સહાઇ,
સુખ સંપદ સઘળી થઇ રાજ ॥ અ૦ ॥ ૧૦
એ ગીરી રાજે દરશન દીધાં,
મુજ કારજ સઘળાં સિધ્યાં રાજ ॥ અ૦ ॥
રિષભ પસાએ ચઢતે રંગે,
કહે ઉત્તમ ઉલ્લસિત અંગે રાજ ॥ અ૦ ॥ ૧૧



## ॥ ઢાળ ॥ ૧૩ મી ॥

[ જાવાદે કામણુગારા કાન છેડલો છાહેડેરે ॥ એ દેશી ]

ગયો એમ જ્યોતિરૂપ જુગદીશ,
અલબેલો આદેશરૂરે;
આનંદ ઘર હોવે અહનીસ,
ખિજમત તુજ એમ કરૂરે ॥ ૧ ॥
વહાલો સિધ્ધાચલે સિધ્ધરાજ,
રાજ રાજેસર એગિરિ ગાજેરે;
પુણ્યે દરશન પામ્યો આજ,
હવે મુજ ભય ચિંતા ભાજેરે ॥ ૨ ॥

સિધ્ધગિરિનો છે તુ સિરદાર,
ગઢ ધુલેવ તણો ધણીરે,
આ ભવે મુજ તહારો આધાર,
સાર કરે શેવક તણીરે ॥ ૩ ॥

એકેદ્રિ વિગલેંદ્રિ માંહિ,
કાળ અનંતો નિગમ્યોરે,
પંચેદ્રિ તીરીયંચે પ્રાહી તુજ,
દરિશણ વિણ ભવ ભમ્યોરે ॥ ૪ ॥

એ ગિરિ આવ્યો અનંતિવાર,
સમજણ સરધાવિણ ફર્યોરે,
પુણ્યે ગિરિ ઉપલ્ર અધિકાર,
નરભવ પામ્યો હવે તર્યોરે ॥ ૫ ॥

શુ વર્ણવું વાધે વિસ્તાર,
ધન ધન છે તીરથ તનેરે,
પાપકટે ગિરિ સુણતા પ્યાર,
દરશને ૫રશને કીર્તનેરે ॥ ૬ ॥

અષ્ટોતર શત કુટે આંહી,
સિધ્ધા કાંકરે કાકરેરે,
છોગાળા દેજે તુજ છાહિ,
મારૂ કારજ સહુ સરેરે ॥ ૭ ॥

ગાયો ગિરિ-ઇક્ષુવંશી ઇશ,
ઢાળો તેર કરી તાજીરે,

અઢાર પચ્યાસીએકાર્તીક માસ,
રૂડી પુનિમે દીસ રાજેરે ॥ ૮ ॥
લઘુ પૌષધ શાલે સુવિશાલ,
રહિ પેથાપુર ચોમાસેરે,
ગીરિ ગુણ ગાયા રંગ રસાળ,
સુણતાં સહુને સુખ થાસ્યેરે ॥ ૯ ॥
શ્રી વિજય પ્રભસુરિ પરિવાર,
વિમલ વિજયગણિ ઉવઝાયારે,
તસ શિષ્ય વાચક પદનાધાર,
શ્રી શુભ વિજય ગુરૂરાયારે ॥ ૧૦ ॥
શ્રી હિત વિજય ગણિ તસ શિષ્યે,
માણિક્ય વિજય ગુણે ગાજરે,
તેના ધનવિજય ધન ઇશ;
ગૌતમવિજય ગુરૂરાજેરે ॥ ૧૧ ॥
શિષ્ય ખુસાલવિજય ગુરૂ એમ,
ગુણનિધિ ગુરૂનો સુપસાયોરે,
ઘર બેઠા ફળ હોજો એમ-
ઉત્તમવિજયે ગિરિ ગાયોરે ॥ ૧૨ ॥

---

## ॥ ઇતિ શ્રી સિધ્ધાચલજીની સિધ્ધવેલ ॥

સમાપ્ત.

## ॥ अथ पंचतीर्थनी थोयो ॥

श्रीशत्रुंजयमुख्यतीर्थतिलकं श्रीनाभिराजांगजं,
वंदे रैवतशैलमौलिमुकुट श्रीनेमिनाथं यथा ॥
नारंगेऽप्यजित जिन भृगुपुरे श्रीसुव्रतं स्तंभने,
श्रीपार्श्वं प्रणमामि सत्यनगरे श्रीवर्द्धमान त्रिधा ॥ १ ॥

वंदेऽनुत्तरकल्पतल्पभुवने ग्रैवेयकव्यतरा,
ज्योतिष्यामरमदराद्रिवसतींस्तीर्थंकरानादरान् ॥
जम्बुपुष्करघातकीषु रुचके नंदीश्वरे कुडले,
ये चान्येऽपि जिनान् नमामि सनत तान् कृत्रिमाऽकृत्रिमान ॥२॥

श्रीमद्वीरजिनास्यपद्मह्रदतो निर्गम्यते गौतम,
गंगावर्तनमेत्य या प्रविभिदे मिथ्यात्ववैताढयकं ॥
उत्पत्तिस्थितिसंहृतित्रिपथगा ज्ञानांबुधिवृद्धिगा,
सा मे कर्ममलं हरत्वविकलं श्रीद्वादशांगी नदी ॥ ३ ॥

शक्रश्चंद्ररविग्रहाश्च धरणब्रह्मेंद्रशांत्यंबिका,
दिक्पाला सकपर्दिगोमुखगणिश्चक्रेश्वरी भारती ॥
येऽन्ये ज्ञानतपःक्रियाव्रतविधिश्रीतीर्थयात्रादिषु,
श्रीसंघस्य तुरा चतुर्विधसुरास्ते संतु भद्रंकराः ॥ ४ ॥ इति॥

વેલની રચના કરી છપાવી છે તેવુ દરેક શ્રધ્ધાલુ જૈન ભાઇઓ અને બ્હેનોને તે આથથી ઇતિ સુધી બરાબર લક્ષ પૂર્વક વાચવાથી અને તેનું ખાસ મનન કરવાથી રોશન થશે, કારણકે ભાવપૂજા અતિ બલવાન છે અને આ બનાવવામા તેઓશ્રીની આતરિક ખરી લાગણી શ્રીસિધ્ધગીરી પ્રત્યેની આ સિદ્ધવેલથી પ્રદર્શિત થાય છે એટલુંજ નહી પણ પડિત પુરૂષની પકિતમા ગણાવાલાયકનો તેઓશ્રીનો આ પ્રયત્ન સિધ્ધાચલની સિધ્ધવેલની તેરઢાલોમા છે તેવુ વાચનાર સહેજે જાણી શકશે

સદ્ગુરુ ઉત્તમવિજયજીમહારાજપડિતશ્રી વીરવિજયજી તથા રૂપવિજયજી મહારાજના સમકાલીન છે, એમ તેઓશ્રીએ બનાવેલ પૂજાઓ વિગેરેની શાખો ઉપરથી સાબીત થાય છે વલી તેઓશ્રીની પદ લાલિત્યતા ઝડ-ઝમક-દેશીઓ વિગેરેની બનાવટ પણ ઘણી ખરી મલતી આવે છે. તે ઉપરથી આ પડિત મહારાજને તે પકિતમા મુકવ.મા અતિશયોક્તિ જેવુ મને લાગતુ નથી,

" યથા નામ તથા ગુણા " એ ન્યાયે આ પડિતશ્રી ઉત્તમવિજયજી મહારાજનું કાર્ય પણ ઉત્તમ છે તેઉ સાહેબે બીજા સ્તવનો વિગેરે કેટલુક બનાવેલુ મારા સાભળવામા છે, તેની તપાસ કરી પ્રસિદ્ધ કરવાની ઇન્તેજારીમા છું. દરમ્યાન એઓ સાહેબે સં ૧૮૯૦ ની શાલમા બનાવેલી શ્રી પંચતીર્થિ પૂજાની એક જુની પ્રત પેથાપુરના વિમલના ઉપાશ્રયના જ્ઞાન ભડારમાથી હાથ લાગેલી તે ઘણી વખત વાંચી વિચારી અને તે પૂજા કેટલીક વખત એમા લખેલ વિધિ પ્રમાણે શેઠજી શાહેબ મનસુખભાઇ ભગુભાઇની પોળના ( ટેમલાની પોળના ) પોતાના ઘરદેરાસરમાં શેઠજી જમનાભાઇ ભગુભાઇ તથા શેઠાણી માણેકબાઇ વિગેરેના સંપૂર્ણભાવથી ભણાવેલી આ પૂજાની બીજે સ્થલે પ્રસિદ્ધિ ન હોવાથી ભણાવવાનો પ્રચાર જોવામા આવતો નથી પરતુ મારી યાદદાસ્ત પ્રમાણે પેથાપુરમાં તો પ્રથમ સાગર તથા

વિમલગચ્છવાલા ભાઇયો ઘણી વખત ભણાવતા હતા અને બહાર ગામ પ્રતિષ્ઠા કરાવવા જાય ત્યા પણ તે ભાઇઓ સદરહુ પૂજા ઠાઠથી ભણાવતા, પાછીથી કેટલોક વખત સદરહુ પ્રતિષ્ઠા કરાવનારાના અભાવે તે પૂજા ભણાવવાને પ્રચાર બધ છે આ પૂજા અતિ ઉત્તમ છે અને તેની રચના પણ ઉપર દર્શાવેલા પડિત મહારાજ વીરવિજયજી અને રૂપવિજયજીને મલતી આવે છે રાગ રાગણી સર્વે ઉત્તમ છે કારણકે એમા પહેલાથી ઋષભદેવ, શાતિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ, તથા મહાવીર સ્વામીનુ સપૂર્ણ વર્ણન છે અને ખાસ તે પૂજા ભણાવવાનો પ્રચાર થવાની જરૂર છે તેમ જાણી મે તે પૂજા "અમદાવાદમા છપાયેલ વિવિધપૂજા સગ્રહ ભા૦૧-૨-૩-૪ મા અષ્ટાપદજીની પૂજાની જોડે આ પચતીર્થીની પૂજા છપાવી પ્રસિદ્ધ કરી છે, તે સર્વે શ્રદ્ધાલુ ભાઇઓ બ્હેનો યથા સ્થિત વાચીને વિધિ પ્રમાણે ભણાવવાનો પ્રચાર કરશે તો પ્રસિદ્ધ કરનારનો શુભ આશય ફલીભૂતથશે

લી. પ્રસિદ્ધકર્તા.

મળવાનું ઠે-શેઠજી જમનાભાઇ ભગુભાઈના બગલે. માસ્તર કાળીદાસ વનમાળીદાસપાસે શાહીબાગ અમદાવાદ

આ ચોપડી મારીતરફથી મફત આપવામા આવશે માટે નીચેના ઠેકાણેથી મગાવી લેશો અને બહારગામવાલાઓએ અડધા આનાની ટીકીટ મોકલી મગાવી લેવા મહેરબાનીકરવી

જૈનશાળા જૈનલાયબ્રેરીયો તથા મુનિ મહારાજ તથા ગુરૂણીજી મહારાજોને મગાવ્યાથી પહોચાડવામા આવશે.

---

આ ચોપડી, શા ચીમનલાલ ગોકળદાસે જૈન એડવોકેટ પ્રી. પ્રેસમા છાપી ઠે ઘીકાટા જેશગભાઇની વાડીમા—અમદાવાદ